ૐ

શ્રી ગણેશાયનમઃ

શ્રી મંડપપુરી નાટક મંડળી.

ખેલ નામે

# કનક કાન્તા.

ગાયનો



રચી છપાવી પ્રસિદ્ધ કરનાર—

ફકીરભાઈ શંકરભાઈ.

ઠે૦ માંડવી જીલ્લે સુરત.



છાપનાર- નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.

છાપવાનું ઠેકાણું—'શંકર' પ્રિ. પ્રેસ ચઉટાના ઉપર સુરત

આવૃત્તિ પહેલી] [પ્રત ૧૦૦૦.



મુલ્ય બે આના.



સંવત ૧૯૭૫.

## પુરૂષ પાત્રના નામ.

| | |
|---|---|
| સુત્રધાર | .... .... .... નાટકનો નાયક |
| ઠામ સારીક | .... .... .... એક મસ્કરો |
| સુરીંદ્રસીંહ | .... .... .... સરજપુરનો રાજા |
| મેહસુર રાજા | .... .... .... મહીકાવતીનો રાજા |
| કમળસીંહ | .... .... .... કનકનો પ્રધાન |
| વીમળસીંહ | .... .... .... કનકનો સૈન્યાધિપતિ |
| મોહપાળ | .... .... .... સુરીંદ્રનો પ્રધાન |
| મદનપાળ | .... .... .... મોહપાળનો નાનો ભાઇ |
| રસીલા લાલ | .... .... .... એક વણીક પુત્ર |
| નંદલાલ | .... .... .... એક ગ્રહસ્થ બ્રાહ્મણ |
| બાળચંદ્ર | .... .... .... એક દરીદ્ર બ્રાહ્મણ |
| વીનોચંદ્ર, નવીનચંદ્ર | .... .... .... બાળચંદ્રના પુત્રો |

ચોપદાર, પટાવાળા, સીપાઇઓ વિગેરે વિગેરે



૩

# સ્ત્રી પાત્રના નામ.

નટી .... .... .... સુત્રધારની અર્ધાંગના

કાન્તા .... .... .... સુરીંદ્રસીંહની પુત્રી
પાછળથી કનકની અર્ધાંગના

સરીતા
મોહીની
મદનચંદ્રિકા
વેણી.
} .... .... .... કાન્તાની સખીઓ

રંગીલી .... .... .... એક છટકેલ સ્ત્રી

સુમતી .... .... .... બાળચંદ્રની અર્ધાંગનાં

બાળાઓ .... .... .... ગાયન નાચ કળામાં
પ્રવીણ.

સચીત્રા .... .... .... કનકની દાસી.



# ટુંક સાર.



## અંક પહેલો.



પ્રવેશ ૧–મંગળાચરણ બાદ શુત્રધારને વીદુશકનો વાદવિવાદ તથા નટી એવી સતીનો ચીતારનો આરંભ કરવો.

પ્રવેશ ૨—કનકસીંહની કચેરી તથા મહેસુર રાજાએ પત્ર કનકસીંહ ઉપર લખવો બાદ સર્વ લશકરને તૈયાર કરવા પ્રધાનને હુકમ આપી કચેરી બરખાશ

પ્રવેશ ૩—મેહસુર રાજાએ અંહકારથી પોતાના પ્રધાનને પુછવું બાદ કનકસીંહને કેદ પકડવો. બાદ લડાઇ બંધ.

પ્રવેશ ૪—હરીદ્રતા બ્રાહ્મણનું દુઃખી થવું, બાદ છોકરાને ધીરજ ખાવા સારૂની કચેરીમાં સ્લોક બનાવી મોકલવા સુચના આપવી.

પ્રવેશ ૫—એક છટકેલી સ્ત્રી રંગીલી તથા રસીલાલાલનો વાદવીવાદ બાદ રંગીલીનું રીશાવું રસીલાલાલ રંગીલીને મનાવીને ઘેર તેડી જવું.



## ( અંક બીજો. )

પ્રવેશ ૧—સુરિંદ્રસીંહની કચેરી સુરિંદ્રસીંહને વીદુશકની ગમત રમત સાથે નાચ.

પ્રવેશ ૨—કાન્તા સખીઓ સાથે રંગ મંડપમાં હાસ્ય વીનોદ બાદ સર્વ સાહેલીઓ સાથે મદન બાહારનો રાશડો (ટેબલો)

પ્રવેશ ૩—રંગીલી ને રશીલાલાલ રંગીલીની તકરાર પોલકા ચોરીની વઢવાડ રશીલાલાલનું બજારમાં જવું બાદ નંદલાલનું રંગીલીને ઘેર આવવું નંદલાલની હજાર રૂપીયાની નોટ રંગીલીએ જોવા લેવી બાદ પેટીમાં મુકી તાળું મારવું ને સમજાવીને કાઢી મુકવા કોશીસ કરવી રંગીલી આવી નંદલાલને કચેરીમાં જવા સારૂ હુકમ આપવો.

પ્રવેશ ૪—કનકસીંહની કચેરી મેહસુર રાજાને ખંડણીની કબુલતમાં ત્રાંબાના પત્ર ઉપર લખી મોહર છાપ મારી છોડી મુકવા હુકમ થવા બાદ દરીદ્ર બ્રાહ્મણ છોકરા સાથે આવી "સ્લોકથી કનક મહારાજનું મન પ્રસન્ન કરી ઇનામ લઈ બ્રાહ્મણનું પોતાને ઘર જવું.

પ્રવેશ ૫—કાન્તા સખીઓ સાથે માતા આરાસુરીનું પુંજન કરવા જવું ત્યાં કનક ને કાન્તાનો મેલાપ. હાસ્ય વીનોદની ગમત સાથે ગાંધર્વ લગ્ન.

પ્રવેશ ૬—નંદલાલનું ઘર બહાર વાડી વજીફો બાયડી છોકરા સર્વનું જવું બાદ રંગીલી પાસે નોટ માંગતા ડાગરી ચક્રાકી ગઈ છે એવા વચન કહી રંગીલીનું ચાલ્યું જવું બાદ નંદલાલે દુનીયાં સર્વ ખોટી જાણી કોઇ મહાત્માનો ઉપદેશ લેવા જંગલમાં બાગ્રો થઈ નીકળી જવું.

પ્રવેશ ૭—હરીંદ્ર બ્રાહ્મણને બ્રાહ્મણીનો હર્ષ બે લાખ સોના મોહર તથા લાડુનું સીધું લઇને આવવું બાદ બજારમાં લુગડા લેવા જવું.

પ્રવેશ ૮—સુરીંદ્રસીંહનાં પ્રધાનનો નાનો ભાઈ કાન્તા સાથે લગ્ન કરવા ઉમેદથી એક દાસી સાથે લગ્ન કરવા ઉમેદથી એક દાસી સાથે કાન્તા ઉપર ચીઠી લખી મોકલવી. દાસીનું આવવું ને મદનપાળને પહેરામણીમાં તમાચાનો માર પડવો બાદ જુદો વીચાર કરી રંગીલી ને મળી રૂપીયા આપી કાન્તાને ફસાવવા કાવત્રા રચવા.

પ્રવેશ ૯—રનકસીંહનું કચેરીમાં આવી ગોર મહારાજને ખાંડુ તથા શ્રીફળ આપી સરજપુર કાન્તાને તેડી લાવવા બાદ વીદુશકની કચેરીમાં એકલાની ગમત.

પ્રવેશ ૧૦—કાન્તાને તેની સખીયો સાથે પોતા પોતાને કેવો ધણી પ્રસન્ન છે તે વીશેનો હાસ્ય રસ. બાદ ડાંડીઆ સીનનો રાસડો તેની સાથે ટેબલો.

(અંક બીજો સમાપ્ત.)

# અંક ત્રીજો.

પ્રવેશ ૧—સુરસીંહની કચેરી કાન્તા બા સારૂ યોગ્ય વર શોધી કાઢવા માટે પ્રધાનને ગોર મહારાજને ઘેર મોકલવાની તજવીજ એટલામાં કનકસીંહના ગોર મહારાજનું ખાંડુ તથા શ્રીફળ આપી કાન્તાની માગણી કરવા સુરીદ્રસીંહે ખાંડુ સ્વિકારી લઇ ગોર મહારાજ સાથે કાન્તાને કનકપુર વીદાયગીરી કરવી.

પ્રવેશ ૨—રંગીલીને મદનપાલ (મદનપાળનું રંગીલીને ઘેર આવી કાન્તાનાં સમાચાર મલતાં ચીડાઈ જઇ જોગી વેશ ધારણ કરી કનકપુર જવા વીચાર કરવો.

પ્રવેશ ૩—કાન્તા એકલી પોતાના મેહેલમાં બેસી ઇશ્વરનાં ગુણ ગાવા બાદ કનકશાહનું આવવું કાન્તાનું શરમાઇ જવું. કનકસીંહ માહારજ કાન્તાને ન સરમાવવા સમજુતી આપી બાદ હાસ્યરસ દાશીએ આવી ભોજન ગૃહમાં પધારવા સુચનાં આપી ચાલ્યા જવું.

પ્રવેશ ૪—મદપાળને કનકની દાસી સાથે મળવું કાન્તાની સાથે મેળાપ થવા વીશેની વાતચીત.

પ્રવેશ ૫—નંદલાલને યોગી માહારાજ સાથે વાતચીત. જોગી માહારાજે કનકપુર કાન્તા માતાના દરશન

કરવા જવા ઉપદેશ આપવો નંદલાલનું જવું,

પ્રવેશ ૬—યોગી વેસે રંગીલી પોતાના પાપનો પશ્ચાતાપ કરતી કાન્તામાતાને કનકપુર મળવા જવું.

પ્રવેશ ૭—મદનપાળ મોહનીમાં લુબ્ધ બની કાન્તાના મહેલે જવું કાન્તાએ તિરસ્કાર બોધ વચનનો મારમારી કાઢી મુકવો મદનપાળને બોધ વચનથી જ્ઞાન પેદા થવું ને યોગી બની કાન્તા માતાને ગુરૂમાની યોગ્ય ધારણુ કરી પ્રભુ ભજનમાં લીન થવું.

પ્રવેશ ૮—રંગીલી મદનપાલ નંદનલાલ સર્વ ભકતીમાં થઇ કાન્તા માતા પાસે માફી માંગવા જવું

પવેશ ૯—(આખા ખેલનો તત્વસાર. તથા મુગો ખેલ,)

પ્રવેશ ૧૦—નંદલાલ રંગીલી મદનપાલ વીગેરેનું આવવું માતા કાન્તાને પાયે પડી માફી માગવી. બાદ કનક માહારાજનું પધારવું બાદ સર્વને બોધ આપી કનક અને કાન્તાએ વૈમાનમાં સદેહ બેસી ચાલ્યા જવું બાદ સર્વે પાત્ર સત્યજય નો પોકાર સાથે ગાયન એ સતી 'સમાપ્તિ'

**જય શ્રી જય.**



(૧)

## (મંગળાચરણ)



સુત્રધાર—નમુ ચરણે ભગવંત, અવીનાસિ વારે આવોને,
જગ્ત જંજાળથી બુડતા બચાવોને—વારે૦
અલ્પ જીવ અસ્તુ કરે, તમ ચરણે સેવા ધારી,
બલીહારી, જાઊં વારી, નમુ ચરણે ઇસધારી—વારે૦
નવો નીત નાટક આજ, ભંજવવા મન ઉમંગ ભારી,
દાસની વીનંતી સ્વીકારી, વારે આવો મોરારી—વારે૦

(૨)

નટી—સતી તણો સું ધર્મ વીચારો આ દુનીયા માંહી,
બહુ દુઃખ આ દુનીયામાં સતી માથે સહિ—સતી૦
વ્યભીચારી જે કરે તે દુઃખી દુનીયા માંહિ,
સતી તણે સીર પડે દુઃખ પણ સદા આનંદ માંહિ—સતી૦
પતિને ભગવાન સમ પુંજન કરે નારી,
સુખ સદા સંસાર ભોગવી, કરે આનંદકારી—સતી૦
વ્યભીચારી જે કરે નારી, તે નરકે જાનારી,
ખરૂ સુખ સંસાર નારીને પતી સેવા ભારી—સતી૦

(૩)

કામસારીક—

આ દુનીયામાં મીઠા મેવા લાડુ જે કહીએ,
તે વીના બીજા ભોજન તે પ્રેત સમ લહીએ—આ.
ઘી લોટને સાકર ભેળી લાડુ બનાવો,
અમ જેવાને જમવા માટે આગળ બોલાવો—આ.
એક બે ત્રણ ચાર ખાય એ પાંચ પુરા ન થાય,
પાંચ પુરા જો કરીએ તો પેટ ફાટિ જાય—આ.
દાળ ભાતની રસોઇ બનાવી સુત્રધાર સારૂ,
મારે માટેં લાડુ બનાવ્યા જમવાને સારૂ—આ.

(૪)

બાળાઓ—

કનક સીંહાસન ઉપર બીરાજો આપ માહારાજા,
પ્રજા તણુ પળી પાલણ કરો સ્વર્ગપતી રાજા—કનક.
અમ જેવાની આશા પુરો દાનેશ્વરી રાજા,
જુગે જુગ રાજ ચલાવો ચીરણજીવી રાજા—કનક.
ધરમ તણી તો ધજા બાંધો પુર માહી રાજા,
ઈંદ્ર તણું અભીમાન ઊતારૂ આપે મહારાજા—કનક.

(૫)

બાળાઓ—છનન છોમ; છનન છોમ; છનનનન;
નાદીર; દીર; તુમ તનનનનનન.

સાસાસા; ગગગ; પપપ; મમમ;
રીગમ; સારીગમ; પધની; સા;
સાનીધપમ; ગરીગરીસા--છનનન છોમ
કનકસિંહ મહારાજા ચરણુમાં,
ગાવે બજાવે સેવક સઘળા.
સારીસારીગમ; પધપધની,
સાનીસાનીધ; ધપધપમ.
સા-રી-ગ-મ-પ-ધ-ની-સા-નીધ; પ-મ,
ગ-રી-સા; છનનછોમ; છનનછોમ.

(૬)

કનક—

સિંહ સમાન સુરા રાજાંને શિયાળવું ગભરાવે છે,
તેજી હાથ ન જોયા તે શું ક્ષત્રીને ડરાવે છે.
મારા શાણુા પ્રધાન તમે થાવને તૈયાર,
સૈન્યાને તૈયાર કરી ચાલોને આ વાર.
લંપટને દંડ દેવા છું હું તૈયાર,
મારી તોડી બ્રહ્માંડને હઠાવુ આ વાર--મારા શા. ટેક.

(૭)

નવીનચંદ્ર—બાપાની સાથે કચેરીમાં જાઉં, (૨)
મહારાજા પાસેથી લાડુ હું ખાઉં.

વીનોદચંદ્ર—(મા લાડુ સેના થાય તે મને કહે)

સુમતી—લાડુમાં ગોળ, ઘી, લોટ ઘહુંનો જાણજે,
તે તો તેં દીઠા નથી દરિદ્રતામાં સુખ માણજે.

વીનોદચંદ્ર—રાજાની પાસેથી માંગીને લઊં,
ગોળ ઘી સાકર માંગુ હું ઘઊં. ટેક.

નવીનચંદ્ર—બાપા હું આવું.

બાળચંદ્ર—ના નહી તેડી જાવું.

વીનોદચંદ્ર—તો પણ હું આવું.

બાળચંદ્ર—કુતરૂ કરડાવું. તુ. તુ.—બાપા.

(૮)

સુમતી—દરીદ્રતાનુ દુઃખ જગમાં બહુ ભારી,
શું સુખ ભોગવે દરીદ્રતા વારી.
ઊંચુ કુળને ઘર ઊંચી જાત માહરી,
પણ દરીદ્રતા આગળ દુરબળતા આવી ખરી.
મુજ બાળક જે બે તેનું દુઃખ મુજને,
ભુખે રૂવે બેઊ બાળ ખાવા શું દઊં તુજને.
પૂર્વ જનમના પાપ આ ભવ તો આવી મળ્યા,
એવા શા કર્યા હશે પાપ, લખ્યા લેખ નવ ટળ્યા,

(૯)

રંગીલી—હું છું રંગીલી નાર, ચાલુ ઠમકતી ચાલ,
કરૂ પુરૂષ હું પાયમાલ-હું.
ગોરા ગોરા મારા ગાલ, પર પુરૂષથી વાહલી,
કરૂ સારાને હું પાયમાલી-હું.
ઘેબર જલેબી મીષ્ટાન ઊડાવું,
પરણ્યા ધણીને અંગુઠો બતાવું.
એકને બોલાવું, બીજાને તેડાવું;
ત્રીજાને સાનમાં સમજાવું-હું.
છું હું પૈસાની પ્યાર, કરૂ દુનીયા ખુવાર.
પણ પૈસાથી પેટી ભરાવું, એકને હસાવું.
બીજાને રડાવું, ત્રીજાને નયન હું મારૂ-હું.

(૧૦)

રસીલાલાલ—બોલ બોલરે રંગીલી જરા બોલ
હાંરે તારા કોકીલાનો કંઠ ખોલ ખોલ-હું.
ઘેબર જલેબી પકવાન મંગાવું
રેશમી સાડી સુરતી રંગાવુ
હિરાના હાર મુંબઇથી મઢાવુ
ઝાંઝરને ઝુમણા ઝાલાવાડી ઘડાવું
બંગાલા દેશની બંગડી જડાવું
માંહિ ઝીણા ઝીણા માણુક મઢાવું

(૧૧)

રંગીલી—વાહુ અલબેલા નવીન નવેલા મન મારૂં મુન્નય.
રસીલા—તુજને જોતા વાહાલી મારી ભુખડી ભાગી જાય.
રંગીલી—આવો રસીલા રસના ઘેલા જોબન મદ ઝલકાય.
રસીલા—પ્યારી મારી વાલી રસીલી શા માટે ગભરાય.
રંગીલી—હું અલબેલી રસની ઘેલી કોમળ મારી કાય.
રસીલા—તુજ ન નીરખી જોતા વા'લી નેત્ર તૃપ્તિ ન થાય.
રંગીલા—ચાલો ભોજન કરવા જઈએ રસોઇ ઠંડી થાય.
રસીલા—ભાત ભાતના ભોજન કીધા પ્યારી મારી ખાય.

અંક પહેલો સમાપ્ત.



વારંગના—ચારસેં બગડીરે નજર મોરી (૨)
મોરા પીયા તો ઠગ બની જાવે.
ઠગીયા ઠન ઠન થાય.
મોરા પીયા તો મદ કમાતા પીને સડકપર સોવે
બાલપણુમાં ચુડીઆ પેહુની,
ચુડીઆ ચુબ ચુબ* જાય.
દીલ્લી શહેરસે બૈદ બોલાવો,
યાર વીના દરદ કહેશે જાવે.—નજરં.

(૧૩)

કામ સારીક—
ગુગરૂ બાજે ગોવીંદ ચરણુમાં, છુમક છુમક છુમ છનનન,
મે દધી બેચન જાતી મધુપુર સબસખીયન લઈ છનનન.
અણુચીત્યો આયો બીહારી ચુંદડી પકડી ચનનન,
ખેચ પકરકર પાલવ પકડો ચીર ફાટયા ચરરર.
છોડ છોડ તું કાન મોરારી સબ સખી ભાગી ભડડડ,
મેં એકલી રહી ગઇ બનમે દધી ખા ગયો સરરર—ગુગરૂ.

(૧૪)

કાન્તા—શું મદન વસંત બાગ ખીલી રહ્યા,
સખીયો—ખીલી રહ્યા જગ ખીલાવી રહ્યા—શું.

(સાખી)

મદન વસંત બાગમાં ખીલી રહ્યો નવનીત,
ભર જોબનના તાનમાં ઝુલી રહ્યા વસંત.
વસંત રૂતુની બાહાર જોવા જેવીરે,
જેને માથે નહિ કંથ થાય જગ ઘેલીરે.
શું કરે બીચારી બાળ રૂવે મન મેલીરે,
નહિ દુનીયાનું તે સુખ ઉડે ફુલ જેવીરે.

(સાખી)

બાળ બીચારી શું કરે દુઃખમાં દીન દીન જાય,
મદન દુઃખ દે અતી મન માંહે મુઝાય.
સખી જેને પતીનુ સુખ,
જગપતી તેને આ રૂખ.
રમે રસીયા સાથે લઇ રૂપ,
તેની કાંન્તી ફરે તદરૂપ.

(સાખી)

મન માન્યો જો પતી મલે સર્વે વાતે સુખ,
સરખા સરખી જોડી મલે ભવનુ જાએ દુઃખ.
સખી જેને પતીનુ માન,
તેના ગાંધ્રવ ગાયે ગાન.
રમે રામા રસીક લઇ તાન,
ગણે પતીને ઇસ સમાન.

(સાખી)

સર્વ સુખ સંસારમાં પતી વીના નવ જોય,
સદગુણી જો પતી મલે સંસાર સુખમાં હોય.
જુવો જુવો સખી આ વાર વસંત ખીલે છે,
મને વાગ્યા મદનના બાણુ છાતી વીંધે છે.
નહિ મારો નયનના બાણુ કાળજુ કંપે છે,
સખી દબાવ સામી બાથ છાતી ધડકે છે--શું.

(ટેબલો.)



(૧૫)

રંગીલી—હું છું જોબનવંતી નાર, મારૂ જોબનીઊ તો જાય,
છેલ છબીલો મલે ફાંકડો,
જોબન તો લુટાય.—હું૦
મોગરાની ખીલી કળી પાણી વીના સુકાય,
સીંચનાર જો માળી મળે તો કળી ખીલી જાય—હું૦
આંખ તણો અણુસારો મારી ઘાયલ કરૂ આવાર,
ફંદમાં ફસાવી તેને કરૂ પાયમાલ—હું૦

(૧૬)

રશીલાલાલ—જાવુ જાવું આવાર,
રંગીલી—ખોટી થાવ ના લગાર—જાવુ જાવુ.
લાવો છત્રી રૂમાલ,
બુટ ફેનસી આવાર—જાવુ જાવુ.
રસીલા—(દેશી બુટ ચાલે કે નહી)
રંગીલી—(ના ના લેડી સાઇઝના)
રસીલા—જાવુ જાવું આવાર.
રંગીલી—ખોટી થાવ ના સગાર.
રસીલી—બુટ લાવુ ફેનસી છત્રી રૂમાલ,
લેડી થઈને ચાલે રંગીલી નાર.
રશીલાલાલ—(જાવુ છું)
રંગીલી—(જાવ)
રસીલાલાલ—જાવુ જાવુ આવાર
રંગોલી—ખોટી થાવ ના લગાર

(૧૭)

કાન્તા-સખીઓ—ચાલો સાહેલી પુંજન કરવા,
પુષ્પ થાળ લઈ સાથેરે.
ધુપ દીપક અક્ષય કંકું,
શ્રીફળ લેજો હાથેરે.—ચાલો.

આરાસુરીનું પુંજન કરીએ,
મન વાંચ્છિત ફળ આપેરે.
ઘંટ વગાડીને કરો આરતી,
ભવનું દુઃખજ કાપેરે—ચાલો.
પુષ્પ વધાવીને પાયેજ પડીએ,
માતાજીને આજે રે.
ચંદન પુષ્પના દીયો વધામણા,
માતાજીને સાજે રે.—ચાલો.
ગુલાબ પુલના હાર પેરાવો,
માતાજીને કોટે રે.
નાળીએર ચુંદડી અરપી માતાજીને
કંકુના છાપા મારો દ્વારેરે—ચાલો.

(૧૮)

કનક—મોહજાળમાં નાખી રસીલી,
સું રીસાવો પ્યારી.
કાન્તા—જાવ જાવ મને ના સતાવો,
હું છું બાળકુંવારી.
કનક—આવો પ્યારી નેન ઠગારી,
વાતો લાગે સારી.
કાન્તા—ભર જોબનમાં હું ફરૂં છું,
ઉત્તમ કુળની નારી.

કનક—લગ્ન કરો અમ સાથે પ્યારી,
　　　　　　　　કનક કંથ લે ધારી.
કાન્તા—ગાંધર્વ લગ્ન કરી આજે,
　　　　　　　　ઈશ્વર વચ્ચે આણી.

(૧૯)

કાન્તા—જાવ ઠગારા સ્યામ,
　　　　　　　　તમે ધુતારા સ્યામ.
મોહજાળમાં તો ફસાવી—જાવ૦
મીઠી મીઠી વાત સ્યામ,
　　　　　　　　મોહની લગાડી સ્યામ,
કાળજે મારી કટારી—જાવ૦
રંગીલા રૂપાળા સ્યામ,
　　　　　　　　ચીત્ત ચોરી લીધુ સ્યામ,
અધવીચ કુવામાં ઊતારી—જાવ૦
સાથે તેડી જાવ સ્યામ,
　　　　　　　　અધરામૃત પાવો સ્યામ,
દાસી હવે છું તમારી—જાવ૦
મુકો હાથ મારો સ્યામ,
　　　　　　　　કાંડુ મરડાસે શ્યામ,
ચુડી નંદાસે હમારી—જાવ૦

(૨૦)

કનક—ગુણીયલ ગોરી નહી ગભરાવો,
ના સરમાવો. (૨)
કાન્તા—અહીંથી જાવો. (૨)
કનક—ગુણીયલ ગોરી નહી ગભરાવો.

(સાખી)

કાન્તા—મસ્કરી મુકો તમે પ્રીતમ મારા પ્રાણ,
બાળેલીને સીદ બાળવાં ઊભા ચતુરસુજાણ,
કાન્તા—જાવ જાવ મને ના સતાવો.
કાન્તા—પ્રીતી રસ પીયો:
કનક—પ્રેમ રસ પાંવો.
કનક—ગુણીયલ ગોરી નહી ગભરાવો.
કનક—(જાઊં છું.)
કાન્તા—(જાવ)

( ટેબલો. )



(૨૧)

નંદલાલ—ઘર ગામને વાડી વજીફો—
બાયડી સાથે ગઇ.
આ નંદલાલની પુરી ફજેતી,
આ દુનીયામાં થઇ.
ઘરનો ધંધો કાંઇ ના સુજયો,
અક્કલ મારી ગઇ.
થોડી ગણી જે બાકી હતી,
તે રંગીલી લઈ ગઈ.
સૌ લોકોને આપુ શીખામણ,
આવુ ન કરશો ભાઈ.
મોહ જાળમાં જે પડયો તેની
બુદ્ધિ ચાલી ગઇ.
પર નારીની પ્રીતી રાખી.
પૈસાની ખુવારી થઇ.
આ દુનીયામાં ઇજ્જત બગડે,
પડે નરકમાં જઇ.

(૨૨)

મદનપાળ--હું છું રંગીલો જુવાન,
અકડ ફકડ ચાલુ આમ.
મદનપાળ મારૂ નામ,
નમે દુનીયા તમામ-હું.
બંદાના રૂપ આગળ જાણો,
કામદેવ પણ તુચ્છ.
કંઇક કામની ક્રીડા થાય જોઇને,
મારી મુચ્છ-હું.
ફરૂ હાટ ને બજાર ના લઇ શકે
મારૂ નામ.
મદનભાઇનું નામ સાંભળી ધ્રુજે
આખુ ગામ-હું.

(૨૩)

મદનપાળ—આજ છે સુખ આધીન બહુ મુજને
ચડતી દશા છે મારીરે;
સર્વ પડે છે સવળા પાસા,
ઇચ્છા સફળ થનારીરે.
રાજપુત્રીથી લગ્ન કરીશું,

કાન્તા થાશે પ્યારીરે. આજ૦

રમણુ રસીલી મલશે નારી,

સફળ જીંદગી થનારીરે.

દુઃખનાં ડુંગર દુર થયાને,

આવી સુખની વારીરે. આજ૦

(૨૪)

મદન ચંદ્રીકા—ઘરનો ધંધો કરે સલુણો, સેવા બજાવે સારી.

તેવો સ્વામી જો મલે તો, જીંદગી સફળ થનારી.

મુજને એ સ્વામી મન ભાવે.

સરિતા—પૈસા કમાવી ઘરમાં લાવે, પેટી માંહે દબાવે,

કુંચી કરમાં આપે મુજને, કહી શેઠાણી બોલાવે.

મુજને એ સ્વામી મન ભાવે.

વેણી—ઘર કુકડો થઇ ઘરમાં બેસે, અજ્ઞા સર્વ ઉઠાવે,

ઘરની દેવી કહી સલુણો, નીત્ય મને બોલાવે.

મુજને એ સ્વામી મન ભાવે.

કાન્તા—પ્રેમ પુષ્પનો પ્રેમજ ભોગી, પ્રેમ સુધા પીવરાવે,

પરીરંભન અલીંગન આપી; પ્રેમ ઝુલે ઝુલાવે.

મુજને એ સ્વામી મન ભાવે.

(૨૫)

કાન્તા–સખીયો—

રાસ રચ્યો છે કાને વંદ્રાવનમાં,
સોળસેં ગોપીઓ સાથ રમે નંદનો નાનકડો.
ચાલ સખી રાસ જોવાને જઇએ,
રમે માતા જસોદાનો લાલ કાન છે લાડકડો. ટેક.

(સાખી.)

વંદ્રાવન ખીલી રહ્યું, સરદ પુનેમની રાત;
રાધા રીસાવી કાનથી, મનાવે છે નાથ.

નહીં આવું હો નંદના લાલ રમવા રાતલડી,
ફરો સોળસેં ગોપીઓ સંગાથ બળે મારી છાતલડી.
જાવ જાવ છબીલા છેલ છો તમે છોગાળા,
મેં જાણ્યા તમારા ઢંગ સર્વે કરો ચાળા.

(સાખી)

નરને નારી અતી ઘણી, નારીને નર એક,
સતી તણો સો ધર્મ છે, રાખે પતીવૃતાનો ટેક.

જાવ સુંદરશ્યામ નહી બોલાવો,
હોય માનીતી તેને તેડાવો.
જે હોય તમારી તેને મનાવો,
વાંકુ બોલી શું મને ડરાવો. ટેક.

(સાખી.)

વીરહ તણી અતી વેદના, ઝુરી મરૂ દીન રાત;
મનમાન્યો જો પતી મલે હ્રુદય થાય શાન્ત.

બળે બળે છે મારી કાય રંગ રસ રમવાને,
જેનું જોબન જાય ભરપુર અતી દુઃખ ખમવાને.
સખી પતી ગયા પરદેશ બાળા મુકીને
ગયો પ્રાણપતી તણો વાયદો ચુકીને

(સાખી)

પ્રાણપતી આવે સખી, દીલનુ દુઃખજ જાય;
હ્રુદય બળતી સુંદરી, કાયા શાન્તી થાય.

ચાલ સખી મહી વેચવા જઇએ વંદ્રાવનની વાટેરે
હાસ્ય વીનોદની વાતજ કરીએ નંદ કુંવરની સાથેરે.
પગે છે પાવડી ખાંધે છે કામળી, મધુરીસી મુરલી વગાડેરે,
વંદ્રાવનમાં રાસ રચીને ગોપીને લાડ લડાવેરે. ચાલ.

ટેબ્લો—અંક બીજો સમાપ્ત.



(૨૬)

કાન્તા—રસીલા સુંદરીને શું સતાવો છો,
કનક—ઘુંઘટ પટ ખોલી દો શાને સરમાવો છો.
કાન્તા—મુકો હાથ માહેરો ચુડી નંદાવો છો,
કનક—ચુડીની ચાલાકી શી તમે બતાવો છો.
કાન્તા—પ્રીતમ રસ પ્રેમની પ્યાલી શું પાવો છો,
કનક—પ્યારી આંખ મારીને હૃદય કોરાવો છો.

(૨૭)

કનક—સાંભળું શા બોલો તમારા રાણી. (૪)
કાન્તા—ચાલોને પ્રીતમ ભોજન કરીએ.
નાથ કહો ત્યાં પાયજ ધરીએ,
વખત સુખનો આવ્યો હરીએ.
કનક—કરીએ........ધરીએ........હરીએ. તમારા રાણી.
કાન્તા—સાચામાં સાચી પતી પીયુની સેવા,
મુજ મન છે એ મીઠા મેવા.
તમ મુખ સોભે વચન જે એવા,
કનક—સેવા........મેવા........એવા. તમારા રાણી.
પોતાના સ્વામી ઇશ્વર જેવા,
હર હમેશ પતી ધ્યાનજ લેવા.
કડવા વચન કદી ના કેવા,
કનક—જેવા........લેવા........કેવા, તમારા રાણી.

(૨૮)

સચીત્રા—કોણ છો તમે કયા થકી આવ્યા.
મુજ હૃદય કમળમાં ભાવ્યા.
આપ રહો છો કોણ દેશ
શાને માટે લીધો ભગવો વેશ.
મદનપાળ—રહું સરજપુરની માંહી,
સુરીંદ્ર રાજ કરે છે જ્યાંહી.
તેની પુત્રી જે છે કાંન્તા,
મુજ કાયાની પુર શાંન્તા.
કીધા ભગવા ભેટવા કાજે,
આવ્યો કનકપુરમાં આજે.
તમે કોણ છો રામા રસીલી,
નામ ઠામ કહો મન મેલી.
સચીત્રા—આ કનકપુર ગામ મારૂ,
મારૂ નામ સચીત્રા સારૂ,
કનક કાન્તા બાની હું દાસી,
સદા કાળ રહું હું ઉદાસી.
મદનપાળ—તારા મનના મનોરથ પુરાવુ,
તને સરજપુર તેડી જાવું.
કાંન્તા સાથે મેળાવી આપો,
મારા દેહના દુઃખજ કાપો.

દામ આપુ હું તમને સારા,
દુઃખ સર્વે કાપુ તમારા.

સચીમા—મને વચન આપો મહારાજ,
તો તો થાય તમારૂં કાજ.
કાંન્તાને મેળવી આપું,
તમારા દેહનું દુઃખ હું કાપુ.
મારે કરવા લગન તમ સાથ,
સરજપુર આવું હું નાથ.
તેવુ વચન આપો મુજ હાથ,
ઘેર તેડી જાઊં ગણી નાથ.

(૨૯)

કાન્તા—જા જારે વ્યભીચારી જા જા જા,
મારા મુખથી દુર તું થા થા થા.

મદનપાળ—પ્રીતીરસ પ્રેમ પ્યારી પા પા પા.
કેવી મુરતી રસીલી વાલી વા વા વા.

કાંન્તા—દીનાનાથ આ વેળા ધા ધા ધા
મુજને સતાવે વાલા આ આ આ.
મુજ મહેલથી નીકળ બાહાર (મદન) ના.ના ના
પર સ્રીને ફસાવનાર (મદન) હા હા હા

(૩૦)

રંગીલી—પ્રભુ ભજન કર પ્રાણી, જીવ મુસાફર જાણી,
કર ભક્તીની કમાણી, અંધ છોડી દે અજ્ઞાની. ટેક.
મોહ જાળ જુઠી જાણી, દ્રઢ વીસ્વાસ રાખ શાણી.
ઇશ્વર એક જાણી.—અંધ.
પૈસા સંસારો ખોટા, મોહી રહ્યા જન મોટા.
જમ તણી બીક ન જાણી—અંધ.
જેમ ફરે બળદ ઘાણી. તેવી મુરખની વાણી.
પુછી જો પંડીત પુરાણી—અંધ.

(૩૧)

રંગીલી—જોગન બની વન વન ભટકું,
મુજ બાઇ ચરણમાં શીર પટકુ.
પ્રભુ ભજનમાંહી જઇ અટકું,
દુનીયા મોહ જાળમાં નહી લટકુ.
રામ ભજન લાગ્યુ ચટકુ,
નેત્રે દુવારે લાગ્યુ ખટકુ.
જોગન બની વન વન ભટકુ.

(૩૨)

નંદલાલ—મન છોડી દે અભીમાન, ઓ મુરખ મારૂં માન,
સ્વપ્ન તુલ્ય સંસાર જાન—મન છોડી. ટેક.
ખોટી જગની ખોટી માયા, મોહજાળમાં સપડાયા.

આખર ભેદ કાંઇ ન પાયારે—મન છોડી.
અમૃત રસ મુકી દીધો, ઝેરનો પ્યાલો તો પીધો.
ઇશ્વરથી નહી તું બીધોરે—મન.
મોહીની રૂપમાં અંજાયો, દીવો લઇ કુવે ધાયો
પાછળથી તો મન પસ્તયોરે—મન.
મોટા મોટા મહેલ બનાયા, આખર કાંઇ કામ ન આયા
જનમ મરણુ નહી મટાયારે—મન.

(૩૩)

મદનપાળ—

હરી ભજન સાચુરે, ઔવર સૌ કાચુરે ભગવાન ભજો.
કાચી કાયા કાચી માયા, કાચા ખેલ બનાયા.
હાંડ માંસને રૂધીર ભરેલું, રંગે રૂપ બનાયારે. ભગવાન.
જગતની જંજાળમાં લપટ રહ્યા મુની મોટા,
અંતરમાં અજવાળું થાતા, મોહની દુર પળાયારે. ભગવાન.
કોડી કોડી ધન ભેગુ કીધું, આખર કામ ની આયા,
માટીમાં તો મીટી મીલ ગઇ, સંગે કોઇ નહીં આયારે. ભ.
ધન્ય ગુરૂ કાંન્તા કહીએ, સીધા રસ્તા બતાયા.
બોધ વચનનો મારજ મારી, પાપ દુર હઠાયારે. ભગવાન.

---

મુંગો ખેલ. આખા ખેલનો તત્વસાર મુંગો.

(૩૪)

કંચનીઓ—બીરાજો બીરાજો રાજા ધીરાજ
સદા રહો અમં પર શ્રી મહારાજ
નમે દેશ દેશના રાજા પદે
અંહકાર તો યે ના ધારે રૂદે
પ્રજાપાળના છો રાજા ધીરાજ
અચળ રહો અમપર આપ મહારાજ

(૩૫)

સર્વ પાત્ર—
જય જય વીજય વીજય થયો આજ. (૨)
દેવી દંપત્તી કનક માહારાજ. જય જય.
પૃથવી ઊપર રાજ ચલાવી
અદલ ઈનસાફ આપે ચુકાવી
ગયા સંદેહ આજ. જય જય.
ખેલ રચેલો પુરણુ કીધો
અમૃત પ્યાલો સૌએ પીધો,
દઊ આસીસ માહારાજ. જય જય.

ત્રીજો અંક સમાપ્ત